"પ્રકાશ" ગ્રંથમાળા—મોડાસા. મણકો ૨

# બાળકોનાં ગીતો



રમણલાલ પી૦ સોની.

# એક પછી એક

પ્રકાશક:-

ચુનીલાલ વિ. ખુટાલા.

મોડાસા.



આવૃત્તિ પહેલી                  પ્રત ૧૦૦૦

છુટક કીંમત ૦-૫-૦

---

મુદ્રક:-

ધી મોડાસા પ્રી. પ્રેસમાં શાહ મણીલાલ મગનલાલે
છાપી-ઠે. ખુટાલવાડા મોડાસા.

બેન ગીજુ

અને

ભાઇ કાન્તિ

ને

સમર્પણ

લેખક.

## પ્રસ્તાવના.

“ બાળકોનાં ગીતો ”
વાંચીને બાળકો તેના કવિને
પોતાની દુનિયામાં ખુશીથી
દાખલ કરશે.

જુગતરામ દવે.

# સુધારીને વાંચો

| પૃષ્ટ | લીટી | ને બદલે | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૫ | કાળ જળ | કાજળ |
| ૧૨ | ૬ | ધૂટી | છૂટી |
| ૧૪ | ૨ | કેવે | કેવો |
| ૪૭ | ૧૩ | ધૂળ | ધૂળ ઉડી |
| ૪૯ | ૪ | સાંગ | સગાં |
| ,, | ૧૨ | બોલાયો | બોલાવ્યો |
| ,, | ૧૬ | દોડયો | દોડતો |
| ૫૨ | ૧૨ | મૃત્યુતણી | મૃત્યુની ન |



# મારો દડો

ધબધબ ઉછળે મારો દડો
સુંદર કેવો મારો દડો !
લાડુ જેવો મારો દડો
ચાંદા જેવો મારો દડો.
સૂરજ જેવો મારો દડો
ધરતી જેવો મારો દડો.
મારો દડો આ મારો દડો
સુંદર કેવો મારો દડો !

નીચે પછાડું
ઊંચે ઉછાળું
દૂર ફંગોળું

મારો દડો આ મારો દડો
સુંદર કેવો મારો દડો !
જીભ હોય તો વાતો કરું
જીવ હોય તો સાથે ફરું
સાથે રમું ને સાથે જમું
દડો દડે ત્યાં ત્યાં હું દડું
મારો દડો આ મારો દડો
સુંદર કેવો મારો દડો !
ધબધબ ઉછળે મારો દડો
સુંદ કેવો મારો દડો !



# મારી હોડી

મારી હોડી મારી હોડી
એ સરસર કરતી
જાય ઝપાટે દોડી
મારી હોડી !

એ હોડીમાં ભંડાર ભર્યા
વનવગડાના કૈં માલ ભર્યા.
સુકાં કુણાં, લીલાં પીળાં
ભાતભાતનાં પાન ભર્યાં.

જાતજાતનાં ધાન ભર્યાં
રંગરંગનાં રત્ન ભર્યાં
કાચ વીણીને ઘસી બનાવી
નીલમ ને માણેક ભર્યાં

ઠળિયા બોર તણાય ભર્યા
ધાણીચણા ને દાળ ભર્યા
શ્વેત ધજા માથે લઇ બેઠાં
ઢીંગીબાઈ તમામ ભર્યાં.

મારી હોડી મારી હોડી
એ સરસર કરતી
જાય ઝપાટે દોડી
મારી હોડી !

# ખદૂક ! ઘોડા ખદૂક !

લાકડીનો ઘોડો કરીને હું, લડાઈ લડવા જાઉં
શેરીનાં છોકરાં ભેગાં કરીને સૌનો રાજા થાઉં
ખદૂક ! ઘોડા ખદૂક !

ઘોડો મારો ખદૂકા ભરતો, સૌથી આગળ જાય
લગામ ખેંચી ઊભો રાખું તો, મસ્તી કરવા ધાય
ખદૂક ! ઘોડા ખદૂક !

સાંજ સવારે ઘોડે બેસી બહાર ફરવા જાઉં
વિજળી વેગે અશ્વ કૂદાવી, અંતરમાં હરખાઉં !
ખદૂક ! ઘોડા ખદૂક !

ઘોડે સ્વાર થઇ મીનીટમાં તો, ગામ જઈને આવું
મુસાફરીની વાતો કરતાં, કેવો હું મલકાઉં !
ખદૂક ! ઘોડા ખદૂક !

ઘોડો મારો મને ઊંચકે પણ હુંમાં નહિ ભાર
ઘોડો મારો પરમેશ્વર, ને હું ઘોડાનો પ્રાણ !
ખદૂક ! ઘોડા ખદૂક !



# ઢીંગલી

બ્હેની! જો, જો, બનાવી મેં આ ઢીંગલી રે.
કેવી શોભે મઝાની મારી ઢીંગલી રે.
એનો ઝુલેફૂલે વેશ
એના કાળા ભમર કેશ
એની કાળજળ કાળી શી, ચમક આંખ નીરે–બ્હેની૦
એના નાનકેરા હાથ,
દોડી દોડી ભીડું બાથ
એની કમ્મર ઢળેલી કેવી લાગતી રે– બ્હેની૦
એના દેહનો દમામ
એના રૂપનો રુવાબ
એને સૈ કરે સલામ
એવી શાણી સુશીલ મારી ઢીંગલી રે– બ્હેની૦
કેવી સુંદર બનાવી મેં આ ઢીંગલી રે
બ્હેની! જો, જો, બનાવી મેં આ ઢીંગલી રે.

# ચણીબોર

રાતાં રાતાં ચણોઠી શાં, બોર ચણીબોર,
મીઠાં મીઠાં સાકરિયાં આ, બોર ચણીબોર;
નાનાં નાનાં સ્વાદ ભરેલાં, બોર ચણીબોર,
ખાવાની શી મઝા પડે છે! બોર ચણીબોર!
ચાંદા સૂરજ જેવાં મારાં, ગોળ ચણીબોર!
ધરતીના ગોળા જેવાં આ, ગોળ ચણીબોર!
ફેંકો તો એ ફરે ફૂદરડી, ગોળ ચણીબોર,
ખાવાની શી મઝા પડે છે! બોર ચણીબોર!
રાતાં રાતાં ચણોઠી શાં, બોર ચણીબોર
મીઠાં મીઠાં સાકરિયાં શાં બોર ચણીબોર!



# નાનો દોસ્ત

મારા પ્રભુ તો નાના છે,
દુનિયાભરના રાજા છે;
આભ અડીને ઉભા છે,
સાગર જળમાં સૂતા છે,
કણુકણુમાં એ છૂપા છે,
રજરજથી જાણીતા છે.

ઝાડ પાન પર બેઠા છે,
ગિરિગુફામાં પેઠા છે;
હૈયે હૈયે બોલે છે,
મનની વાતો જાણે છે.

અનાથનો એ નાથ છે,
નબળાનું એ જોર છે;
નોંધારે આધાર છે,
નિર્ધનનો ભંડાર છે.
પશુપંખીની પાંખ છે,
જીવજંતુની આંખ છે;
દુનિયાનો રાજા પરમેશ્વર
મારો નાનો દોસ્ત છે.

# મારી નિશાળ

મને વ્હાલી નિશાળ,
મારી નાની નિશાળ;
મને લાગે મઝાની,
આ મારી નિશાળ.

રોજ દર્શને હું જાઉં,
રોજ પૂજને હું જાઉં;
રોજ રોજે ગજાવું,
આ મારી નિશાળ.

મારી વાલસોયી માત,
કરૂં પ્રીતે પ્રપાત;
સદા થાજે કૃપાળુ,
ઓ ! મારી નિશાળ.

મને વ્હાલી નિશાળ,
મારી નાની નિશાળ;
મને લાગે મઝાની
આ મારી નિશાળ.



# ગાય ગાય દૂધ દે

ગાય ગાય દૂધ દે,
ધોળું ધોળું દૂધ દે;
મીઠું મીઠું દૂધ દે,
ગાય ગાય દૂધ દે.

સાજાં માટે દૂધ દે,
માંદાં માટે દૂધ દે;
નાનાં માટે દૂધ દે,
મોટાં માટે દૂધ દે;
ગાય ગાય દૂધ દે.

બાને માટે દૂધ દે,
બાપા માટે દૂધ દે;
બ્હેની માટે દૂધ દે,
મારા માટે દૂધ દે;
ગાય ગાય દૂધ દે.

થોડું થોડું દૂધ દે,
ચાપુ ચાપુ દૂધ દે;
ગાય ગાય દૂધ દે,
રાજી થઈને દૂધ દે;

હસી હસીને દૂધ દે;
હું તને રમાડું,
ખવાડું ને પીવાડું,
તું મને દૂધ દે;

ગાય માતા દૂધ દે.

ગાય મારી માતા,
વાછરડો મારો ભ્રાતા;
વાછરડી બ્હેન મારી,
મને ખૂબ વ્હાલી.

# ભાઈ કબુતર આવોને

ભાઈ કબુતર
ભાઈ કબુતર, મારે આંગણુ આવોને;
કોઇ દિને તો
બ્હેનને બારે, ભાઇ કબુતર આવોને.
ચણ નંખાવું
કણ વેરાવું, ખાંતે ખાવા આવોને;
વનવગડાના
જોગી પંખી, ભાઈ કબુતર આવોને.
પાંખો ફફડે
પીછાં ઉડે, શોર મચે શો ભારીરે;
દેખું દેખું
ને હરખાઉં, ભાઈ કબુતર આવોને.
પીછું તારૂં
માથે મૂકી, નાચું કૂદું ગાઉં રે;
ડાહ્યા મારા
વ્હાલા પંખી, ભાઇ કબુતર આવોને.



# મામાની ગાય

કાળા ભૂરા ડબ્બા જેવું,
શું આ ધીમું ચાલે !
કોણ હશે ભરવારો એનો,
ક્યાં એ રમવા જાયે !

રૂપે રંગે દેહે જાણે,
ભેંસ ભૂરી એ લાગે;
ગાય કહી મામાની એને.
ભૂલ કરી ભગવાને.

ભૂરી તોયે ભાઇ, ભલેરી,
કદરૂપી પણ સારી;
એની સાથે રમવાની તો,
છેજ મઝાજ અનેરી !

# ચાંદામામા

વિષ્ણુ લક્ષ્મી જાતાં હતાં,
જાતાં જાતાં ગોકુળ જડી;
લક્ષ્મીએ વિષ્ણુને દીધી;
વિષ્ણુએ મહાદેવને દીધી;
મહાદેવે બ્રહ્માને દીધી;
બ્રહ્માએ સૂરજને દીધી.

સૂરજદાદા રમતા હતા,
આકાશે ઝગમગતા હતા;
સાંજ પડે પરસેવો વળ્યો,
પરસેવાનો ગોળો કર્યો.

ગોળો લઈ ગોફણમાં મેલ્યો,
ગોફણ સાથે છૂટી ગયો;
ગોફણ ગઇ ને ગોળો ગયો,
દેખી સૂરજ ઝાંખો થયો.

ગોફણ નીચે નીચે ગઇ,
ધરતી પર આવીને રહી;
ગોળો ચકરી ખાતો ગયો,
ઊંચે જઈ આકાશે રહ્યો.
ગોળાનો તો ચાંદો થયો,
આકાશે એ રમતો રહ્યો;
સૂરજદાદા રડી પડયા,
ચાંદા મામા હસી પડયા.



# વાદળીઓ

બા ! પેલી વાદળીઓ
જો ! જો ! પાણી ભરવા જાય,
દરિયામાંથી પાણી ખેંચી
લાવી રેડે હોંય. ૧

દોડી દોડી પાણી ભરીને
શાને ઢોળી નાખે ?
બા ! તું તો કદીયે રસ્તામાં
બેડું ફોડી ન નાખે ૨

બા ! તું તો કહે, 'દરીયાનું તો
પાણી ખારું ખારું,'
પણ આ વાદળીઓનું પાણી
જરા ન લાગે ખારું. ૩

વાદળીઓ બા ! એક બીજાની
સાથે રહીને ચાલે
વરસીને પછી ઘડીકમાં તો
ક્યાં સંતાઈ જાયે ? ૪

આકાશે બા ! એ શી રીતે
અદ્ધર પદ્ધર ચાલે ?
ને દરિયામાંથી શી રીતે
પાણી ખેંચી લાવે ? ૫

પાણીની સાથે વાદળીઓ
નીચે કેમ ન આવે ?
આવે તો બા ! એની સાથે
રમવું સારું ફાવે ? ૬



## કૂકૂ કૂ

જો, પેલો પાધરમાં ઊભો,
કૂકડો કૂકૂ કરે;
સુણે કે ના સુણે કોઈ પણ,
કેવે એ પોકારે....કૂકૂ કૂ.

બચ્ચાં એનાં કલકલ કરતાં,
પાછળ ફેરા ફરે;
ચાંચ ખોતરી ધૂળ ઉરાડી,
ચાંચે ચારો ચરે...કૂકૂ કૂ.

મનેય પાધરમાં છૂપીને,
કૂકૂ કરવું ગમે;
સુણે કે ના સુણે કોઈ પણ,
કૂકૂ કરવું ગમે...કૂકૂ કૂ

# સૂરજ ઊગ્યો

ઉગ્યો ઊગ્યો સૂરજ ઊગ્યો,
બાળકની કીકીમાં ઊગ્યો,
ઘંટીના ઘોરાટે ઊગ્યો,
ગોરસની છોળોમાં ઊગ્યો;
પંખીડાની પાંખે ઊગ્યો,
કોયલડીના કંઠે ઊગ્યો,
મયૂરનાં પીછાંમાં ઊગ્યો,
પુષ્પોની પાંખડીએ ઊગ્યો,
ડુંગરડાની ધારે ઊગ્યો,
સાગરને સીમાડે ઊગ્યો.
ઊગ્યો, ઊગ્યો, સૂરજ ઊગ્યો,
બાળકની કીકીમાં ઊગ્યો,
પૂરવને આકાશે ઊગ્યો.

# મારો પતંગ માગે દોર

પતંગ માગે દોર રે
મારો પતંગ માગે દોર;
કોઈ દોરી પાકી લાવો રે,
મારા પતંગને વળગાડો રે—મારો૦
મારો પતંગ ઊડે ઊંચે રે,
કોઈ ઊંચે ઊંચે ખેંચે રે—મારો૦
મારો પતંગ કેવો નાચે રે,
શો ઝોક લઈ એ હીંચે રે—મારો૦
મારો પતંગ એકલ ઊડે રે,
આકાશે એકલ ઘૂમે રે—મારો૦
મારો પતંગ માગે દોર રે
મારો પતંગ માગે દોર.

# તુલસી પૂજા

હાલો હાલો ને સહિયર જાઇએ કે તુલસી પૂજવાને.
ડાબે હાથે નૈવેદ્યધૂપ થાળ, જમણે ફુલમાળા;
સહુ માને મંદિરિયે હાલો કે તુલસી પૂજવાને.
હાલો૦—

માનો પૂરીએ કુંકુંમથી ચોક, ચોખલે ચીતરીએ;
રે! હાલો સહિયર સૌ હાલો કે તુલસી પૂજવાને.
હાલો૦—

માને ફૂલડે વધાવીએ નૈવેદ્ય, ધૂપથી રીઝવીએ;
સહુ હાલો મંદિરિયે હાલો કે તુલસી પૂજવાને.
હાલો૦—

માને ઘીનો દીવો તે જાણે, કો જીવતી જશગાથા;
એવાં ગાવા યશો ગાન હાલો કે તુલસી પૂજવાને.
હાલો૦—

માનો કુણુલો ભીનલો વાન, દરશન કરવાને;
સહુ હાલો ઉતાવળે હાલો કે તુલસી પૂજવાને.
હાલો હાલો સહિયર સૌ જાઈએ કે તુલસી પૂજવાને.



# ચાલો હોળી જોવા જઈએ

શેરીએ શેરીએ હોળી સળગી,
ભર્યા નગરમાં આગ ભભૂકી;
અંધારે અજવાળું પ્રકટ્યું,
ચાલો જોવા જઈએ.

ખુણે ખુણેથી કચરો કાઢો,
બળતણના ભારા ઉપાડો;
હુતાશનીમાં હોમી દઈએ,
ચાલો જોવા જઈએ.

ઘર ઘરથી ઘેરૈયા આવો,
ઘર ઘરથી હોળૈયાં લાવો,
હોળીમાં સૌ હોમી દઈએ,
ચાલો જોવા જઈએ.

શેરીએ શેરીએ પહોંચી જઈએ,
હોકારે ઘરબાર ગજવીએ,
ગાફ્લને ગભરાવી દઈએ,
ચાલો જોવા જઈએ.



# દીવાળી ને હોળી

આજ દીવાળી, કાલે હોળી;
દીવાળી ને હોળી,
અહા ! શી દીવાળી ને હોળી !

દીવાળી પર ઘર ઘર દીવા
રચે નાર રંગોળી,
હોળી શેરીમાં સળગાવે
ઘેરૈયાની ટોળી.

દીવાળીના ધૂમ ધડાકા
જાણે આવી રાણી,
હોળી તો ગાંડી ગામડિયણ
ફાકે સૌએ ધાણી !

દીવાળીમાં 'હમે તમે' ને
'વારુ વારુ' બોલે,
સરખે સરખાનાં ધીંગાણું
હોળો રંગે રોળે.

દીવાળી મોટાં માણુહની
હોળી તો નાનાંની,
દીવાળી ધમકાવી કાઢે
હોળી ભાઈ મઝાની !
અહા ! શી દીવાળી ને હોળી !

# દીપડો જોવા જાવું

વગડાની વાટડી પેંધો છે દીપડો,
દીપડો જોવા જાવું હો મા.

રુવે છે ગોચરે ગાવ મારી માવડી,
દીપડો જોવા જાવું હો મા.

રુવે છે આંગણે લોક મારી માવડી,
દીપડો જોવા જાવું હો મા.

દીપડો તે કેવો થાય મારી માવડી,
દીપડો જોવા જાવું હો મા.

એનું તે કેટલુંક જોર મારી માવડી,
દીપડો જોવા જાવું હો મા.

એનો તે કેવડો જીવ મારી માવડી.
દીપડો જોવા જાવું હો મા.

# એકલડાં ના ફાવે

મા, મને એકલડાં ના ફાવે.
રમતાં કૈં લિજ્જત નાવે- મા૦-

ધૂળ ઊશેટી કરું ઢગલીઓ, ને બાંધું ધ્વજ માથે,
કરું ઘોલકાં રેતીમાં પણ જોનારું નહિ સાથે-મા૦-

વાડામાં હું છોડ ઉગાડું, રાત રહી રખવાળે,
છાલકછાલક જળ સીંચું પણ જોનારું નહિ પાસે-મા૦-

ખળખળ જળ વ્હેતી સરિતામાં, બેસું પગ બોળીને,
વાતો કૈં કૈં મનમાં જાગે, પણ કહું તે હું કોને-મા૦-

વાછરુની ડોકે વળગું ને, હેતે ભીડું બાથે,
આંગળાં મારાં વાછરુ ચાટે, જોનારું નહિ સાથે-મા૦-



# અમે

અમે બાળ છીએ,
અમે બાળ છીએ;
અમે વ્હાલાં પ્રભુજીનાં બાળ છીએ.

અમે સત્ય વદી સત મેળવીએ.
અમે સંયમથી બળ કેળવીએ;
અમે મેળવીએ, અમે કેળવીએ,
અમે દાન દયા નિત આચરીએ.

અમે દેવ ગુરુ ચરણે નમીએ,
અમે બાળ પરસ્પર સૌ નમીએ;
ગુરુને નમીએ, પ્રભુને નમીએ,
અમે વિશ્વવિષે સહુને નમીએ.

અમે એક પ્રભુજીનાં બાળ છીએ,
અમે એક ગુરુજીનાં શિષ્ય છીએ;
અમે બાળ છીએ, અમે શિષ્ય છીએ,
અમે બાળક સર્વ સમાન છીએ.

# શેરીના ચોકમાં

આવોરે છોકરાં, શેરીના ચોકમાં,
ઉભી પરવડી, શેરીના ચોકમાં;
જાણે કમળફૂલ, શેરીના ચોકમાં,
આવો રે છોકરાં, શેરીના ચોકમાં.

ચાંદે ચમકતી, શેરીના ચોકમાં,
દૂધડે ઝરતી, શેરીના ચોકમાં;
તડકી છાંયડી, શેરીના ચોકમાં,
ઊભી પરવડી, શેરીના ચોકમાં.

રમીએ નિરાંતે, શેરીના ચોકમાં
હસીએ ઉજાસે, શેરીના ચોકમાં;
ફરીએ ફૂદરડી, શેરીના ચોકમાં,
ઊભી પરવડી, શેરીના ચોકમાં.

આવોરે છોકરાં, શેરીના ચોકમાં.
ઊભી પરવડી, શેરીના ચોકમાં;
જાણે કમળફૂલ, શેરીના ચોકમાં,
આવોરે છોકરાં, શેરીના ચોકમાં.



# કેવી મઝા !

મા, હોઉં જો આભનો તારો તો તરવાની કેવી મઝા;
મા, હોઉં જો નાવડી નાની તો ઝૂલવાની કેવી મઝા.
મા, હોઉં જો વાછડી નાની તો ઠેકવાની કેવી મઝા;
મા, હોઉં તારા ભાલની ટીલી તો ટીકવાની કેવી મઝા.

મા, હોઉં જો દેવની ચલ્લી તો ચુગવાની કેવી મઝા!
મા, હોઉં વનફૂલની ડાળી તો મ્હેકવાની કેવી મઝા.
મા, હોઉં જો મોરલો નાનો તો નાચવાની કેવી મઝા;
મા, હોઉં તારા કંઠની કંઠી તો ભેટવાની કેવી મઝા.

# ઊંડું આકાશ

વાદળમાંથી ઢળ્યો મેઉલો,
જળજળ સઘળી ધરતી થઈ,
ખળખળ કરતી હસતી રમતી,
શેરીમાંથી ઝરણી વહી;
કેવો મોહક એનો રંગ
જાણે સૃષ્ટિનો આનંદ !

ધારા જળની પડે ભોંય પર,
એકમેકથી અથડાતી,
છજાં છાજલી વૃક્ષ વેલ ને,
ધરતી ડુંગર પછડાતી;
મીઠાં એનાં શા સંગીત
સુણતાં ના થાકું જ લગીર !

સૂરજનાં અજવાળાં ડૂબ્યાં,
વિજળી સર્પ સમી સરતી,
મેઘધનુ માથે ધારી,
દે જગદંબા વરદાન હસી;
ધારા તેજ તણી છૂટી
ઊંચેથી નીચે સરતી !

દરિયાનાં પાણી પી પીને,
વાદળીઓનાં જૂથ વધ્યાં,
જળ શા પાતળ પડથી એનાં,
અંગ બધાંયે બંધાયાં !
દીસે એ કેવાં રસરૂપ
લાગે કેવાં દિવ્ય અનુપ !

કોડ અનેરા ઉરમાં ઉપડે,
વાદળીઓ સહ વહેવાના,
સૃષ્ટિને જળ ધારાઓથી,
પાતળ પડમાં પૂરવાના.
જાણે, મા ! ઊડું આકાશ
પડું કૂદી નભગંગા પાર !



# ફૂલબાગનો માળી

મારે માળી થાવું છે ફૂલબાગના;
ફૂલબાગના, ફૂલબાગના,
મારે માળી થાવું છે ફૂલબાગના.

ફૂલ ભેગો હું ફૂલ જેમ ખીલું,
ચારકોર હું સુગંધરંગ રેલું,
માનવીની વધારૂં સુખ ભાવના;
મારે માળી થાવું છે ફૂલબાગના.

ફૂલછોડમાં પતંગિયાં ઉરાડું,
મોર મેના કોયલ સંગ ખેલું,
માનવીની વધારું શુભ કામના;
મારે માળી થાવું છે ફૂલબાગના.



# મારી બ્હેનબા

આંગણે ઉજાસ મારી બ્હેનબા,
વાડીએ ગુલાબ મારી બ્હેનબા;
માત શી સ્નેહાળ મારી બ્હેનબા,
દેવની દયા શી મારી બ્હેનબા.

મૃતને સજીવ કરે,
પત્થરના દેવ કરે;

આયુષની વેલ મારી બ્હેનબા,
પુણ્યનો પરાગ મારી બ્હેનબા;
સંસારનો સાર મારી બ્હેનબા;
દેવની આશિષ મારી બ્હેનબા.



# મોટી મા

મા ! આભલા જેવું ઉર, તારૂં મોટીમા !
મા! સ્નેહ એ ભરપૂર કેવું ! મોટીમા.

મા ! દરિયા જેવું દીલ, તારૂં મોટીમા,
મા થાય કદી ન અધીર, તું તો મોટીમા.

મા ! ધરતી જેવું ધ્યાન, તારૂં મોટીમા,
મા! થાકયાંનો આરામ, તું તો મોટીમા.

મા! તારા જેવી આંખ, તારી મોટીમા,
મા! માગું શીળી પાંખ, તારી મોટીમા.



# વીરા હળવે હળવે ચાલ

વીરા હળવે હળવે ચાલ,
તારી પાવડી નોં દુખે;
વીરા ધીમે ધીમે ચાલ,
તારી માવડી નોં દુભે.

વીરા ધીરે ધીરે ચાલ,
તારી બ્હેનડી નોં ખીજે;
વીરા આગે આગે ચાલ,
તારી ચાલથી સૌ રીઝે.

વીરા હળવે હળવે ચાલ,
તારી પાવડી નોં દુખે;
વીરા ધીમે ધીમે ચાલ,
તારી માવડી નોં દુભે.



# ભાઈ મારો—

ભાઈ મારો થાશે શિવાજીનો જોડકો;
ભાઈ મારો ઘોડે ચઢીને રણ ઘૂમશે,
ભાઇ મારો વગડામાં વાટ નવી પાડશે—ભાઇ મારો૦

ભાઈ મારો ખાંડાના ખેલ ભલા ખેલશે,
ભાઇ મારો ડુંગરડા ધાર ગઢ બાંધશે—ભાઈ મારો૦

ભાઇ મારો જાલીમનો ક્રુર હાથ ભાંગશે,
ભાઇ મારો હિંદની સ્વરાજ ઘંટ બાંધશે—ભાઇ મારો

ભાઈ મારો રણમાં જીતીને ઘેર આવશે,
ભાઇ મારો માડીની કૂખને દીપાવશે—ભાઇ મારો૦



# તું બોલ, મારા વીર

હથિયાર ઝાલીશ કે ? તું બોલ, મારા વીર!
તલવાર વીંઝીશ કે ? તું બોલ, મારા વીર !
ખમ્મા ! માડીના જાયા વીર રણધીર !

રણમાં ઝુઝીશ કે ? તું બોલ, મારા વીર !
મોખરે લડીશ કે ? તું બોલ, મારા વીર !
ખમ્મા ! માડીના જાયા વીર રણધીર !

દુઃખમાં ઘૂમીને, દુઃખ ટાળ મારા વીર,
રણમાં ઘૂમીને, અમર થાવ મારા વીર !
ખમ્મા ! માડીના જાયા વીર રણધીર !



# માવડીના જાયા

વીરા! પારણીએ પોઢાડું, મારી માવડીના જાયા,
વીરા! હિંડોલે હિંચોળું, મારી માવડીના જાયા.

વીરા! શૂર શિવાજી થાજે,
વીરા! રણસંગ્રામે જાજે;
વીરા! ફૂલડિયે વધાવું, મારી માવડીના જાયા,
હીરા! કુંકુંમે વધાવું, મારી માવડીના જાયા.

વીરા! પ્રતાપ જેવો થાજે,
વીરા! દુઃખે ના મુઝાજે;
વીરા! ચોખલિયે વધાવું, મારી માવડીના જાયા,
વીરા! મોતિડે વધાવું, મારી માવડીના જાયા.

વીરા! દેશવિદેશે જાજે,
વીરા! સંકટ સામો થાજે;
વીરા! આનંદે વધાવું, મારી માવડીના જાયા,
વીરા! માથડિયે ચઢાવું, મારી માવડીના જાયા.



# ખાંભી પૂજન

સહિયર, હાલો વીરની ખાંભી પૂજવા—
વીર ચૉરી ચીતરી, કાચી કેળની;
વીર બેઠેલ મંડપ માંય
સુણી બુમરાણ,
ઉઠયો ભરી ફાળ તે.

વીર મીંઢળ છૂટયાં, ન હાથથી;
એરે હાથ સજી તલવાર
કરી ચમકાર,
ધસ્યો વીર વાટડી.

વીર એક હોકાર, કરી પડયો;
વાળી ગામ બધાનીય ગાય
દઈ નિજ કાય,
ગયો સુરધામ એ.

સહિયર ખાંભીએ, મૂકીએ દીવડા;
વીરદેહ કરી જલધાર
ધરી ફૂલહાર,
ને, વીર વધાવીએ.



# કંઈ તો આપો

કોઇ ગરીબડાંને આપો,
સૂકી ભાખરીઓ બે આપો;
એ તો ધર્મ છે.

કોઇ નિરાધારને આપો,
પૈના મમરા લાવી આપો;
એ તો ધર્મ છે.

કોઇ દીનજનોને આપો,
ફાટ્યુંતૂટ્યું લુગડું આપો;
એ તો ધર્મ છે.

કોઇ દુખીઆને કંઈ આપો,
ઘડી વિસામો તો આપો;
એ તો ધર્મ છે.



# રામ રાજારામ

મારો બાલપણાનો સાથી રે, રામ રાજારામ !
મારી શેરીનો સંગાથી રે, રામ રાજારામ !

રામ રાજારામ
રામ રાજારામ

મારો રાતદિ'નો સહચારી રે, રામ રાજારામ !
બલી બજરંગીનો સ્વામી રે, રામ રાજારામ-
જતિ લખમણજીનો બંધુ રે, રામ રાજારામ !
સતી સીતાનો રસસિંધુ રે, રામ રાજારામ !

રામ રાજારામ
રામ રાજારામ

મારો બાલપણાનો સાથી રે, રામ રાજારામ !
મારો શેરીનો સંગાથી રે, રામ રાજારામ.



# કરસનિયાની રાઢ

અલ્યા કરસનિયા, માગે તે આપું, જા, વનમાં તું ધેનું ચરાવવા.

તું કહે તો આપું છાસલડી,
તું વનમાં જા મારી લાડકડી;
હો કરસનિયા, છાસલડી પીને તારું મન માનશે ?

ના મારે જોઇએ છાસલડી,
એ ખાટી મોળી છાસલડી;
હો માવલડી, છાસલડી પીધે મનડું નહિ માનશે.

તું કહે તો આપું ગાવલડી,
તું દોહી દોહી પીજે દૂધલડી;
હો કરસનિયા, છાસલડી પીને તારું મન માનશે ?

ના મારે જોઇએ ગાવલડી,
ના મારે પીવી દૂધલડી;
હો માવલડી, ગાવલડી લીધે મનડું નહિ માનશે.

તું કહે તો આપું ઘોડલડી,
ખાંધે નાખી કર કીર્તનડી;
હો કરસનિયા, ઘોડલડી લઇને તારું મન માનશે?

ના મારે જોઇએ ઘોડલડી,
ના જાણું હું કંઇ કીર્તનડી;
હો માવલડી, મનમાન્યું મળશે તો મનડું માનશે.

તું કહે તો આપું લીલુડી,
તને રતન જડેલી વાંસલડી;
હો કરસનિયા, વાંસલડી લઇને તારું મન માનશે?

ના મારે જોઇએ વાંસલડી,
છે મારી પાસે વાંસલડી;
હો માવલડી, માખણનો ફોદો મળશે તો માનશું.



# માખણચોર

માખણચોર, માખણચોર, બાલકન્હૈયો માખણચોર.

"મા! મા! મુજને સઘળા લોકો માખણચોર કહે છે;
"પણ મા! સાચું કહે, કે માખણ મને કદીયે ભાવે છે?"

માત જશોદા કહે છે, "કુંવર! તું તો છે સૌથી ડાહ્યો;
તારા જેવો બાલુડો મેં દુનિયાભરમાં ના ભાળ્યો!"

હૈયે દાબી છાના રાખી, માતાજી મંદિર ગયાં;
આજુબાજુ જોઈ કન્હૈયે પછી બારણાં બંધ કર્યાં.

ગોળી એક ઉઘાડી, બચ્ચે હાથ મહીં નાખી જોયું;
માખણના ફોંદા કાઢીને, મુખ પછી ભરવા માંડયું.

ત્યાં તો દ્વાર ધીમેથી ખુલ્યાં, અને કોઇ અંદર આવ્યું—
માથડિયે વીંટયો ધાબળિયો, પણ કા'નાથી નહિ છાનું.

—માતાજી કૈં પૂછે ત્યાં તો, બાળકન્હૈયો બોલી ઊઠયો,
"મા, મા, ચોર નથી; પણ હું તો માખણ ચાખી જોતો'તો."



# મારો દેશ

મારો દેશ, મારો દેશ, ભારતમૈયા મારો દેશ;
મારો દેશ, મારો દેશ, સૌથી સારો મારો દેશ.

પુણ્યભૂમિ આ મારો દેશ,
ધન્યભૂમિ આ મારોદેશ,
મારો દેશ, મારો દેશ, ભારતમૈયા મારો દેશ.

અજાતશત્રુ મારો દેશ,
સુખનો સિંધુ મારો દેશ,

મારો દેશ, મારો દેશ, ભારતમૈયા મારો દેશ.

અખંડ રહેજો મારો દેશ,
અનંત તપજો મારો દેશ,

મારો દેશ, મારો દેશ, ભારતમૈયા મારો દેશ;
મારો દેશ, મારો દેશ, જય જય મંગલ મારો દેશ.

# રેંટિયે લેજો હરિનું નામ

રેંટિયે લેજો હરિનું નામઃ

રેંટિયો દીન તણો દાતાર— રેંટિયો—
રેંટિયો ભૂખ્યાંનો ભંડાર— ,,

રેંટિયો અન્ન જળનો દેનાર— ,,
રેંટિયો વસ્તરનો પુરનાર— ,,

રેંટિયો દળદળનો હરનાર— ,,
રેંટિયો આંગણનો શણગાર— ,,

રેંટિયો ગરીબડાંની ગાય— ,,
રેંટિયે ગરવાં ગુણિયલ થાય— ,,



# ખાદી દેવ

ગાંધીજી ગુજરાત આવ્યા,
ખાદીનો પેગામ લાવ્યા,
રેંટિયોને શાળ લાવ્યા,
ઘરઘરનું સ્વરાજ લાવ્યા;

હાથે લોઢીને રૂ લાવ્યા
હાથે પીંજી પુણીઓ લાવ્યા,
હાથે કાંતેલા સૂતરની
હાથ વણેલી ખાદી લાવ્યા.

ઘરઘરથી નરનારી આવો,
બુઢ્ઢાં ઓ ડોશીમા, આવો,
અનાથને રાંકડિયાં આવો,
દેવામાં ડૂબેલાં આવો;

ખેતરના ખેડૂતો આવો,
ડુંગરડાના ભીલો આવો,
ગામ અને ઘરછોડી રોતા,
શહેરી મીલમજુરીઆ આવો.

કાનરિયામાં કાટ ખવાતાં,
સડી ખવાઇ લોટ થાતાં
રેંટિયો ને શાળ તોયે
કૈં કૈં તો ખાવાનું દેતાં

ઘરમાં બેઠાં, માળે બેઠાં
ટોળ અને ટપાંમાં બેઠાં
નામ હરિનું લેતાં લેતાં
ધીમે ધીમે સૂતર કાંતો.

શાળવિયા સૌ શાળ લાવો,
પીંજારા સૌ પીંજણ લાવો,
સૂથારીનો સાથ કરીને
લુહારી સૌ ત્રાક લાવો;

સૈકાથી લુંટાતા ચાલ્યા,
પરતંત્રે પીસાતા ચાલ્યા,
ઘરનો ધંધો ખોઇ દઇને,
ચૌટામાં વેચાતા ચાલ્યા.

શાળવિયો કહે, દેવ આવ્યો,
ધંધો મારો લેતો આવ્યો,
પીંજારો કહે, વીર આવ્યો,
પીંજણિયામાં પ્રાણ લાવ્યો;

કોઇ કહે, કારીગર આવ્યો,
કોઈ કહે, ભડવીર આવ્યો,
કોઇ કહે, અમ ઉદ્યોગોનો
સાચો તારણહાર આવ્યો.

અનાથ કે' કે નાથ આવ્યો,
નોંધારે આધાર આવ્યો,
ભૂખે પેટે સૂનારાનો
ખાડાનો પૂરનાર આવ્યો;

અણુપઢનો જાદુગર આવ્યો,
તપિયાંનો ગુરૂદેવ આવ્યો,
શિક્ષિતોનો કલાકાર
દુઃખીનો "ખાદી દેવ" આવ્યો.

# રૂડેરો રેંટિયો

ઊગે સૂરજ એક આભમાંરે, એનો કેસરિયો રંગ
હેલિ ચઢે આનંદની, હાંરે ફૂટે હૈડે ઉમંગ—
એવો રૂડેરો રેંટિયો

રાતે ઊગે આભ ચાંદલોરે, એનો શીળો પ્રકાશ
વાયુ આવી વહે કાનમાં, હાંરે એનો મીઠો રણકાર
એવો રૂડેરો રેંટિયો.

જેવો શિયાળે ધાબળો રે, જેવી દીલ પર રાખ,
ખોળે ભરું કે શું કરૂં, હાંરે દોટી ભીડું શું બાથ
એવો રૂડેરો રેંટિયો.

જેવો ઉન્હાળે વાયરો રે, જેવી સાગરની લ્હેર,
જેવી તરુવર છાંયડી, હાંરે જેવી કુદરતની મ્હેર
એવો રૂડેરો રેંટિયો.

જેવો ચોમાસે વાયરો રે, જેવું ખેતરમાં ધાન,
જેવો નિનાદ પંખી તણો, હાંરે જેવો સ્નેહી સંગાથ
એવો રૂડેરો રેંટિયો.

આપે ભૂખ્યાંને બાજરીરે, કરે સ્વાધીન ટટ્ટાર
રાખે સહુને ઘર આંગણે, હાંરે એની ઓથે સ્વરાજ
એવો રૂડેરો રેંટિયો.



## મારી મૂડી રેંટિયો, પગ ભાગ્યાનો ટાંટિયો

ભાંગીતૂટી ઝુંપડી  ડોશી રહેતી દૂબળી,

દહાડે કાંતે રાતે કાંતે  ચાંદરણામાં બેઠી કાંતે
જાડું રાડું ખાતે પીતે  ઝીણું ઝીણું સૂતર કાંતે,
સાંજ પડે અંધારું થાય,  ડોશી બેઠી કરે વિચાર
આજે છે પૂનમની રાત  કાલે તો અંધારી રાત.

તેલ નથી, દીવેલ નથી,  દીવો કરવા ઠામે નથી
બંટી કે બાજરીઓ નથી  ખાવા વાશી ધાને નથી.
આંખોમાં પાણી ઉભરાય  હૈયું દાબી રોતી જાય
મારી મૂડી રેંટિયો, પગ ભાગ્યાનો ટાંટિયો,

ચાંદા ચાંદા નીચે આ', મારા ઘરનો દીવો થા
દીલ દયાળુ ચાંદા ભા, ઘરડી ડોશીની સુણ ધા,
તેલ નથી, દીવેલ નથી, દીવો કરવા ઠામે નથી
બંટી કે બાજરિયો નથી, ખાવા વાશી ધાને નથી.

અંધારામાં કાંતું શું ? કાંતું નહિં તો ખાઉં શું?
વેઠ મજૂરી કયાંથી કરું ? ઠાંસા ઠસ્સા કયાંથી ખમું?
મારા તો પગ ભાંગી પડયા, મારા તો રામ ખુટી પડયા
મારી મૂડી રેંટિયો, પગ ભાગ્યાનો ટાંટિયો.

ડોશી રેંટ ફેરવતી જાય, જળની ધારા વ્હેતી જાય
ટૂંકા ટૂંકા કાઢે તાર, થર થર કંપે એની કાય.
ચાંદો ત્યારે બોલે હસી, માડી, ના ચિંતા કર કશી,
આવ્યો ત્યાં વંટોળ ચઢી, ધસી ઝુંપડી નીચે પડી.

ધૂળ આકાશે ધાય, સાથે ડોશી ઉડી જાય,
રેંટ તથાપી બંધ ન થાય, ચકકર ચકકર ફરતો જાય.
ડોશી ઊંચે ઊંચે ગઈ ચાંદામાં જઇને એ રહી
આજે પણ એ ત્યાં દેખાય, સૂતર કાંતે ને ગીત ગાય.

ભાંગીતૂટી ઝુંપડી, ડોશી રહેતી દૂબળી
વાવંટોળે ઊડી ગઇ, ચાંદામાં જઇને એ રહી
મારી મૂડી રેંટિયો, પગ ભાગ્યાનો ટાંટિયો.



# જય જય પ્રિયતમ મમ દેશને

રાગ. કલ્યાણ.

જય જય પ્રિયતમ મમ દેશને:

ગાઉં સદા ગુણ મંગળ તારા
નમન નમન પ્રિય માતને—જય૦

તવ સ્મરણે બલ દેહ ભરૂં હું
નમન નમન તવ નામને—જય૦

ભય ન રહે મન તુજ પદસ્પર્શે
નમન નમન મુજ દેશને—જય૦

# ઝેરનો પ્યાલો

( રાગ સારંગ )

રાણો અંતર વિચારે છે એમ, મીરાં થાય મૃત્યુવશ કેમ.
મીરાંએ કુળ મારું લજાવ્યું, મીરાંથી ઘર હીન ગણાયું
એણે રાજની રીત ન રાખી, કાધા બાવા વેરાગી સંગાથી
એણે કુળની મરજાદ લોપી, સાંગ સંબંધોને તરછોડી. -૧

એણે માન્યું કહ્યું નહી કોનું, એણે રાખ્યું નહિ મન કોનું.
એણે રાજગુરુ અવ માન્યા, એણે રાજપતી અપમાન્યા,
એણે ધર્મ કે કર્મ ન જાણ્યા, એણે શાસ્ત્ર પ્રમાણ ન માન્યા
મારે કરવું હવે કંઈ એમ, મીરાં થાય મૃત્યુવશ કેમ. -૨

એમ રાણો વિચારે અધીર, દાસ લાવે ત્યાં કેસર ખીર
પ્યાલો લીધો રાણાજીએ હાથ, પીવા લીધો પછી મુખ પાસ.
ત્યાંતો આવ્યું કંઈ દીલ યાદ, પ્યાલો ભોંય મૂક્યો તત્કાળ.
બોલાવ્યો દૂત પાડીને હાક, દીધી આજ્ઞા દઈ ખૂબ ધાક. -૩

લાવ એક પડીકી તું ઝેર, આજ લેવું છે કુળનું વેર.
જાય પીગળી દુધમાં એવું, લાગે દુધમાં રંગ ન તેવું.
લાવ ભીષણ કારમું ઝેર, પીતાં જાય મીરાં જમ ઘેર
સુણી સેવક દોડ્યો જાય, પડીકી એક લાવિયો ત્યાંય -૪

રાણો ખુશી થઇ થઇ જુએ, સુખ થાશે મીરાં આજ મુએ
ધીરે ધીરે ઉઘાડી પડીકી, રાણો જોઇ રહ્યો ટીકી ટીકી;
એને અંતર થાય ઉમંગ (કે) દુધમાં નહિ લાગશે રંગ
ઝેર ધીરેથી દુધમાં નાખ્યું, થોડુ થોડું કરીને ઉતાર્યું –૫

લઇ દાતણ દુધ હલાવ્યું, લાગે દાતણ આગમાં બાળ્યું
રાણો થાય ઘણો પ્રસન્ન મીરાં આજે થશે અવસન્ન.
દુધ પ્યાલો ઉઠાવ તું હાથ, દેજે મીરાને હાથથી હાથ
કહેજે રાણાજી કરે છે યાદ, દુધ મોકલ્યું ભેટ સોગાદ. –૬

તમે ભૂલો રાણાજી ન ભૂલે, હેત માયા વિસારી ન મેલે
આવો યાદ તમે દિન રાત તેથી રાણો કરે અશ્રુપાત
આજે બેઠા પીવા દુધ ખીર, આવ્યાં યાદ થયા એ અધીર
મને મોકલ્યો છે તમ પાસ, દેવા દુધ આ હાથથી હાથ.– ૭

સુણી દુત વદે પછી એમ, કરૂં સિદ્ધ હું આપની નેમ.
મને કહેવું પડે ન કાંઈ રાખો ખાતરી અંતર માંહી
મને આવો અનુભવ મોટો, પાડું છટ્ઠીના લેખને ખોટો,
જાઉં દોડતો પાઉં હું દુધ, મીરાં જાય ભૂલી શુદ્ધબુધ. –૮

દુહોઃ મીરાં શુધ બુધ ભૂલવી, પહોંચાડું પરલોક
બેફીકર રહેજો તમે, પાઉં ઝેર બ્યોક.

( ૨ )

મીરાં કૃષ્ણનું ધ્યાન ધરે છે, પૂજા સેવાને પાઠ કરે છે
મીરાં મંગળ મંત્ર જપે છે, પ્રીતે ઇશ્વર નામ સ્મરે છે.
મીરાં પાય પડી ને નમે છે, એનાં નેત્રથી નીર વહે છે.
એનો કંઠ રુંધાઇ પડે છે, મીરાં કાંઇ ન બોલી શકે છે. –૧

એવે દુત લઇ દુધ આવ્યો, કહે રાણાએ સંદેશ કહાવ્યો.
આવો યાદ તમે દિન રાત, તેથી રાણો કરે અશ્રુપાત
આજે બેઠા પીવા દુધ ખીર આવ્યાં યાદ થયાં એ અધીર
મને મોકલ્યો છે તમ પાસ, દેવા દુધ આ હાથથી હાથ. –૨

સુણી મીરાં લીધું દુધ હાથ, દંબી દુત કરે પ્રણામ
મીરાં જુએ નહિ આસપાસ, પ્યાલો મૂકયો પ્રભુજીની પાસ.
પ્રભુ નૈવેદ્ય આજ ધરું છું, રાણાનું શુભ યાદ કરું છું
એને સુખ ને સાંત્વન હોજો, એને શાન્તિ અખંડિત હોજો. –૩

એને દુઃખ ઘણું હું દઉં છું એને અંતર પીડ કરું છું
પ્રભુ એને સદા સુખ રાખ, એને જીવનમાં યશ આપ.
નાથ માગું છું મંગળ સૌનું પ્રિય ઇચ્છું હું ખલકમાં સૌનું
મારે વેર કે ઝેર ન કોથી, વેરઝેર ન કોઇને હુંથી. –૪

એમ બોલી પ્યાલો લીધો હાથ, પીવા લીધો પછી મુખ પાસ
ત્યાં તો દુત કરી ચિચિયારી બોલ્યો ફાળ ભરી અણધારી.
રાણાને તમથી ખૂબ વેર, ઝીણું દુધમાં નાખેલ ઝેર.
માટે દુધ પીવાનું જવા દો, મૈયા, લાવો મને મરવા દો –૫

સુણી મીરાં ન કંપે લગીર, મુખ એમને એમજ સ્થિર
પ્યાલો હાથથી ભોંય ન મૂકયો, દુતને પ્રતિઉત્તર દીધો.
રાણાએ મને લાવીને યાદ, દૂધ મોકલ્યું ભેટ સોગાદ
મને વેર ન કોઇની સાથે, નથી અંતર ઝેર જરાકે. –૬

ઝેર વેરજો મારામાં નથી, પ્યાલામાં પછી આવશે કયાંથી?
રાણાને સુખ સાંત્વન હોજો, એને શાન્તિ અખંડિત હોજો
દૂત ખૂબ કહે કરજોડી, ભોંય ભીંજવતો રોઇ રોઈ,
મૈયા કાંઇ પ્રસાદ તો આપો, પાપનું પ્રાયશ્ચિત કરાવો. –૭

મીરાં બાજુ ફરીને જુએ છે, દુત દડદડ અશ્રુ રુએ છે
મીરાં એમ વદયાં પછી એને, ભાઈ શાન્તિ હજો દિલ તારે.
માગ મંગળ સૌનું સદૈવ થાજો નહિજ નિરાશ કદીય.
મૃત્યુ તણી ઉતાવળ જેને, ઝેર પીવા અધિકાર તેને. –૮

ઘટઘટ મીરાં પી ગયાં લાગ્યું નહિ કંઈ ઝેર
શ્રદ્ધા અચળ પ્રભુ વિષે, એને ન ઝેર ને વેર.



## શ્રી "પ્રકાશ" ગ્રંથમાળા: મોડાસા.

આ ગ્રંથમાળાનું વાર્ષિક લવાજમ માત્ર એક રૂપીઓ છે. બહાર ગામ માટે રૂ. ૧ા છે.

  

ગ્રંથમાળા આને એક વર્ષમાં કુલ ચાર પુસ્તકો ગ્રાહકને મળશે. પુસ્તકો સમાજને રૂચિકર થઇ પડે તેવાં પસંદ કરી પ્રકટ કરવામાં આવશે.

  

પ્રથમ વર્ષનાં બે પુસ્તકો પ્રકટ થઇ ચૂક્યાં છે: બીજાં બે તુરતમાંજ પ્રકટ થશે.

  

ગ્રાહક ન હોય તે ગ્રાહક થાય અને બીજાઓને ગ્રાહક બનાવે. ગ્રાહકો વધતાં પુસ્તકો દળદાર અને વધારે સસ્તાં મળશે.

# "પ્રકાશ" ગ્રંથમાળા—મોડાસા.

## પુસ્તક. ૧.

### સાદી સીધી વાતો ભાગ ૧

અપૂર્વ રસીલી અને સમાજને રૂચીકર એવી લાંબી વાર્તાઓનો સંગ્રહ જે વાંચતાં બાળક વર્ગને ભાગ્યેજ અધુરી મુકવી ગમશે. રા. રા. ભોગીલાલ ગાંધીની પ્રસ્તાવના સાથે પૃષ્ટ. ૮૨ કીંમત માત્ર ૦—૩—૦ પોસ્ટેજ જુદુ.

## પુસ્તક. ૨.

જે આપના હાથમાંજ છે. એટલે એની રસિકતા વિષે લખવું અસ્થાને છે. નાનાં અને મોટાંને ગમે તેવું વાચક વર્ગને એક વખત વાંચવાથી ખાત્રી થશે. પૃષ્ટ ૫૬ કાગળ ઉંચા કાઉન સાઇઝ છતાં કીંમત માત્ર ૦—૫ ૦ પોસ્ટેજ જુદુ.

## પુસ્તક. ૩.

હવે પછી ટુંક સમયમાં બહાર પડનાર પુસ્તક "**નીલમણી**" સમાજને રૂચિકર, જ્ઞાન સાથે ગમ્મત પડે તેવી લાંબી વાર્તાનું આ પુસ્તક વાંચવાથી વાચક વર્ગને જરૂર એ પ્રત્યે રસ ઉત્પન્ન થશે.

**આજેજ લખો: "શ્રી પ્રકાશ ગ્રંથમાળા" કાર્યાલય**

**મોડાસા.**